# વિન્ટેજ ગાડી ના સાહસો

વાલ બીરો



# વિન્ટેજ ગાડી ના સાહસો

વાલ બીરો



એક સમયે ગમડ્રોપ નામની એક ગાડી હતી.

એ એક બહુ જૂની ગાડી હતી, અને એનું સાચું નામ ઓસ્ટિન ક્લિફ્ટન ટવેલ-ફોર હતું. પણ બધા એને ગમડ્રોપ કહીને બોલાવતા હતા. મિસ્ટર ઓલ્ડકેસલ એના માલિક હતા. એ એને ચકચકિત રાખતા હતા, અને સમયસર તેલ-પાણી-ગ્રીસ તપાસતા હતા. એ એની ગાડીને બહુ ગર્વથી ગ્રામીણ વિસ્તારમાં ફેરવતા હતા.

ઓલ્ડકેસલ સાવ એકલા રહેતા હતા. એક દિવસ એની દીકરીએ એને શહેરમાં એની પાસે આવવા અને રહેવાનું કહ્યું. પણ એના ગેરેજમાં ગમડ્રોપ માટે જગ્યા ન હતી.

'હવે મારે ગમડ્રોપને વેચવી પડશે,' મિસ્ટર ઓલ્ડકેસલે દુઃખી મનથી વિચાર્યું. 'પણ એ પહેલા હું એનું પિત્તળનું હોર્ન કાઢી લઈશ અને યાદગીરી તરીકે રાખીશ.'

અને એણે એવું જ કર્યું.

એણે ગમડ્રોપને મિસ્ટર પ્લગેટના ગેરેજને વેચી દીધી. મિસ્ટર પ્લગેટે કહ્યું, 'આટલી જૂની ગાડી કદાચ કોઈ ખરીદશે નહીં.'









'પણ કદાચ કોઈ એના યંત્રો - સ્પીડોમીટર, એમમીટર અને એની ઘડિયાળ - ને અલગ થી ખરીદી શકે. હું એને કાઢીને એને અલગ થી વેચવાની કોશિશ કરીશ.'

અને એણે એવું જ કર્યું.




ગમડ્રોપને મિસ્ટર પ્લગેટે વાડામાં છોડી દીધી. પહેલા ગમડ્રોપ મિસ્ટર ઓલ્ડકેસલના લાલ દરવાજાવાળા ગેરેજમાં શાનથી રહેતી હતી. હવે એ ભંગારમાં પડી હતી. કોઈ એની તરફ જોતું ન હતું. કોઈ એને ખરીદવા ચાહતું ન હતું.

એક દિવસ બે માણસો હાંફતા-હાંફતા વાડામાં આવ્યા.

એ ચોર હતા અને પોલીસથી બચવા ભાગી રહ્યા હતા.

એમાંથી એકે કહ્યું, 'આ ગાડી આપણને ભાગવા માટે બરાબર છે.

કોઈ આવી ભંગાર ગાડીને યાદ નહીં કરે.'

એ ગમડ્રોપમાં બેઠા, એન્જીન ચાલુ કર્યું અને ગેરેજના વાડામાંથી બહાર નીકળીને રસ્તા પર આગળ વધ્યા.

પણ એક ઓસ્ટીન ક્લિફટન ગાડીને ચલાવવાનું કામ સરળ ન હતું જો તમે એના જાણકાર ન હોય. અને એ કામ વધારે મુશ્કેલ હતું જયારે તમે પોલીસથી બચવાની કોશિશ કરી રહ્યા હોય. ગમડ્રોપ સડક પર લથડિયાં ખાતી ચાલી અને અને એના બ્રેક અને ગિયરે ભયાનક અવાજ કર્યા.



ત્યાં હાઈ સ્ટ્રીટની વચમાં, એમણે એક પોલીસકર્મી જોયો, જેણે એનો હાથ ઉપર ઉઠાવ્યો હતો.

'હું ગાડી રોકી નથી શકતો,' ડ્રાઈવરે બૂમ પાડીને કહ્યું.

બ્રેકમાંથી તીણો અવાજ આવ્યો, અને એક જોરદાર ધમાકા સાથે ગમડ્રોપ લીલોતરી અને શાકભાજી વેચનાર મિસ્ટર મોપેટ ની દુકાન ની બારી સાથે ભટકાઈ.

પોલીસકર્મી દોડીને આવ્યો અને બંને ગભરાયેલા ચોરોની ધરપકડ કરી. એક લોરી ગમડ્રોપને ખેંચીને પોલીસ સ્ટેશન લઈ ગઈ. મિસ્ટર મોપેટ એની દુકાનની સફાઈ કરવા લાગ્યા. જયારે ફૂટપાથ પર પડેલા શાક-ભાજી ની નીચે એને પિત્તળના બે હેડલેમ્પ મળ્યા, તો એને બહુ આશ્ચર્ય થયું.

મિસ્ટર મોપેટે કહ્યું, 'જો હું એ હેડલેમ્પ મારી દુકાન ની બહાર લટકાવીશ તો એ બહુ સરસ લાગશે.'

અને એણે એવું જ કર્યું.



પોલીસ સાર્જન્ટ એક દયાળુ માણસ હતો. એણે જેવી ઓસ્ટિન ક્લિફ્ટન ને જોઈ તો એ એને ઓળખી ગયો.

'પણ અમે તને અહીં રાખી શકીયે નહીં,' એણે કહ્યું. 'કારણકે સુપરીન્ટેન્ડેન્ટ સાહેબને જૂની ગાડીમાં કોઈ દિલચસ્પી નથી. પણ અમે તારા એન્જીન અને બેટરીને કાઢીશું અને એનો ઉપયોગ અમારા સિમેન્ટ મિક્સરને ચલાવવા માટે કરશું.'

અને એમણે એવું જ કર્યું.



બિચારી ગમડ્રોપ! મિસ્ટર ઓલ્ડકેસલે એનું હોર્ન રાખ્યું. મિસ્ટર પ્લગેટે એના યંત્રો કાધી લીધા, મિસ્ટર મોપેટે એના હેડલેમ્પસ, અને હવે એના એન્જીન અને બેટરીને પણ કાઢી લેવામાં આવ્યા હતા.

એ બપોરે એક લોરી આવી અને એ ગમડ્રોપને એક વાડામાં લઈ ગઈ, જે જૂની, જર્જરિત ગાડીઓ, પૈડાં, એન્જીન, અને દરેક જાતના ભંગારથી ભરેલો હતો. આ એક દુર્લભ ગમડ્રોપ જેવી વિન્ટેજ ગાડી - એક મૂળ ઓસ્ટિન ક્લિફ્ટન ટવેલ-ફોર - સાથે બહુ અપમાનજનક વાત હતી. ઘણા અઠવાડિયા સુધી ગમડ્રોપ રાત અને દિવસ ભંગારની વચ્ચે મેદાનમાં પડી રહી.

એક દિવસ એક જીપ્સીએ મેદાનમાં ગમડ્રોપને જોઈ. એણે ગમડ્રોપના પૈડાં, સીટ અને હૂડ તપસ્યા. મિસ્ટર ઝકરિયા રોઝાએ કહ્યું, 'હું આવી જ ગાડી ની શોધમાં હતો. હવે હું એને મારા પડદાવાળા જંગમ ઘર (કેરેવાન) પાછળ જોડી દઈશ અને મારો વધારાનો બધો સામાન એમાં ભરી દઈશ.'



ઝકરિયા રોઝા જીપ્સીએ,
બે પાઉન્ડમાં ગમડ્રોપને ખરીદી લીધી.

એણે ગમડ્રોપના આગળના ટાયરની મરામત કરી,
અને એને એના કેરેવાન પાછળ બાંધી દીધી.

એક દિવસ મિસ્ટર રોઝાની  ઘોડી ચેરી કેરેવાન અને એની પાછળ ગમડ્રોપને ખેંચી રહી હતી.

ત્યાં અચાનક એક મોટર-સાયકલે ધમાકા સાથે પાછળથી એને ટક્કર મારી.

ચેરી ગભરાઈ ગઈ. કેરેવાન લથડયો, અને ખાઈમાં પડવાને લીધે એના પૈડાં તૂટી ગયા.

મિસ્ટર રોઝા, એની પત્ની અને

બાળકો બહાર નીકળ્યા અને હતાશ થઈને રસ્તા પર ઉભા રહી ગયા. એને સમજાયું નહીં

કે હવે એ શું કરે.

'આપણે તારા પૈડાં ને કાઢીને એને કેરેવાનમાં લગાવીએ,' મિસ્ટર રોઝાએ ગમડ્રોપને કહ્યું.



અને એમણે એવું જ કર્યું. પૈડાં વગર ગમડ્રોપ આગળ વધી શકે એમ ન હતી, એટલે ગમડ્રોપને ત્યાંજ ખેતરમાં છોડવી પડી.

હવે ગમડ્રોપ પાછી એકલી હતી. મિસ્ટર ઓલ્ડકેસલે એનું હોર્ન કાઢ્યું હતું. પ્લગેટે એના યંત્રો, હેડલેમ્પને મોપેટે રાખ્યા હતા. પોલીસ એના એન્જીન અને બેટરીનો ઉપયોગ કરી રહી હતી, અને હવે ગમડ્રોપના પૈડાં પણ જતા રહ્યા હતા.



પણ ગમડ્રોપ લાંબા સમય સુધી એકલી ન રહી. એક રસ્તે ભટકતા માણસ મિસ્ટર આલ્ફ્રેડ બ્લોપ્સને લાગ્યું કે ગમડ્રોપ એક બહુ સરસ કામચલાઉ ઘર બની શકે. એણે ગમડ્રોપને સાફ કરી અને રાતે એમાં જ સૂવા લાગ્યો. એક સવારે, જયારે મિસ્ટર બ્લોપ્સ ઉઠયો, તો એને મેદાનના ગેટ પર એક માણસ દેખાયો.





'માફ કરશો,' એ માણસે કહ્યું. 'હું વિન્ટેજ (જૂની) ગાડીઓ માટે ઉત્સાહી છું અને હું આવતા વર્ષની વિન્ટેજ ગાડીની પ્રતિયોગિતા માટે આવાજ એક જૂની ગાડીના મોડેલનું સમારકામ કરવા માટે એની શોધમાં છું. મારુ નામ બિલ મેકઆરેન છે. શું તમે મને તમારી ગાડી વેચશો?'

મિસ્ટર બ્લોપ્સે ખુશી-ખુશી પૈસા સ્વીકાર કર્યા. એ એનું ઘર ખોવા વિષે થોડો દુઃખી પણ હતો, પણ એને ગર્વ હતો કે જે ગાડીને એણે આટલી વ્યવસ્થિત અને સ્વચ્છ રાખી હતી એનો એના ઉચિત ઉદેશ્ય માટે ઉપયોગ કરવામાં આવશે.

બિલ મેકઆરેન ગમડ્રોપને લોરીમાં નાખીને એના ઘરે લઈ ગયો. બીજે દિવસે એણે ગમડ્રોપ પર કામ કરવાનું શરુ કર્યું. એણે ગમડ્રોપના બમ્પરમાં પડેલા ખાડાને સરખા કર્યા. એણે ગમડ્રોપને પોલિશ કરી, અને એની પત્નીએ હૂડને સરખું કર્યું.

ઘણા અઠવાડિયાની સખત મહેનત પછી ગમડ્રોપ નવા રૂપમાં ચમકવા લાગી - પણ એના કોઈ પૈડાં ન હતા, કોઈ એન્જીન ન હતું, કોઈ બેટરી ન હતી, કોઈ લેમ્પ ન હતા, કોઈ યંત્રો (સ્પીડોમીટર, એમમીટર અને ઘડિયાળ) ન હતા, અને કોઈ હોર્ન ન હતું. 'મને આ બધી વસ્તુઓ ક્યાંય મળતી નથી,' બિલે કહ્યું. 'હવે એ બધા કોઈ બનાવતું પણ નથી અને વેચતું પણ નથી. આમ પણ ગાડી પ્રતિયોગિતામાં ત્યારેજ ભાગ લઈ શકે જયારે એના બધા ભાગ ગાડી જેટલાજ જૂના હોય.'



બિલે લાંબા સમય સુધી શોધખોળ કરી. ત્યાં એક દિવસ પાસેના શહેરની હાઈ સ્ટ્રીટમાં એક શાકવાળાની દુકાનની બહાર, બે ચમકીલા પિત્તળના હેડલેમ્પ્સ  લટકતા દેખાયા.

મિસ્ટર મોપેટે જણાવ્યું કે કેવી રીતે એને એ હેડલેમ્પ્સ મળ્યા હતા. જયારે એને ખબર પડી કે ગમડ્રોપને ફરીથી રિપેર કરવામાં આવી રહી છે, તો એ હેડલેમ્પ્સને વેચવા તરત તૈયાર થઈ ગયો. આ રીતે ગમડ્રોપને એના હેડલેમ્પ્સ પાછા મળ્યા.

રસ્તાની થોડે આગળ બિલને એક ગેરેજ દેખાયું અને ત્યાંથી એણે હેડલેમ્પ્સ માટે થોડા તાર ખરીદવાનું વિચાર્યું.

મિસ્ટર પ્લગેટે કહ્યું, 'ક્યારેક મારી પાસે પણ એવી જ જૂની ગાડી હતી. કેમકે હું એ ખટારા ગાડીને રાખવા નહોતો ચાહતો એટલે પોલીસ એને લઈ ગઈ. પણ એના થોડા યંત્રો - સ્પીડોમીટર, એમમીટર, ઘડિયાળ - વગેરે પણ મારી પાસે છે.'

મિસ્ટર પ્લગેટે સ્પીડોમીટર, એમમીટર, અને ઘડિયાળ બહાર કાઢ્યા. હવે ગમડ્રોપ ને એના યંત્રો પણ પાછા મળી ગયા.





'હા,' પોલીસ સાર્જન્ટે કહ્યું. 'અમે અમારા સિમેન્ટ મિક્સરને ચલાવવા માટે ગમડ્રોપ ગાડીનું એન્જીન રાખ્યું હતું. પણ હવે અમારું કામ પૂરું થઈ ગયું છે. જો તમે ચાહો તો ગમડ્રોપના એન્જીન અને બેટરી લઈ જઈ શકો છો.' એવી રીતે ગમડ્રોપને એના એન્જીન અને એની બેટરી પાછા મળ્યા.

સાર્જન્ટે એ પણ જણાવ્યું કે કેવી રીતે એમણે ગમડ્રોપને ભંગારવાળા પાસે છોડી દીધી હતી. કદાચ એ જ ભંગારવાળા પાસે બિલને ગમડ્રોપને બંધબેસે એવા ચાર 21-ઇંચના 6 બોલ્ટવાળા સંકી પૈડાં પણ મળી જાય.

'નહીં,' સ્ક્રેપના વેપારી મિસ્ટર બ્રેટે કહ્યું. 'હવે મારી પાસે એવા કોઈ પૈડાં નથી. એવા પૈડાં એક ગાડીમાં હતા જે મેં મિસ્ટર રોઝાને વેચી હતી. એણે પાસેના મેદાનમાં પડાવ નાખ્યો છે. કદાચ એ પૈડાં હજી એની પાસે હોઈ શકે.'



'અરે હા,' મિસ્ટર રોઝાએ કહ્યું. 'મેં મારા જૂના કેરેવાનમાં ગમડ્રોપના પૈડાં લગાવ્યા હતા. પણ મારી પાસે હવે એક નવું કેરેવાન છે. તમે ચાહો તો ગમડ્રોપના પૈડાં લઈ જઈ શકો છો.'

અને આ રીતે ગમડ્રોપને એના પૈડાં પણ પાછા મળ્યા.






હવે ગમડ્રોપ પાસે એના હેડલેમ્પ્સ, એના યંત્રો, એનું એન્જીન અને એના મૂળ પૈડાં હતા. ગમડ્રોપ પાસે એક અરીસો અને એક નમ્બર-પ્લેટ પણ હતા. બિલને એ દિવસે બહુ ગર્વ થયો જયારે એ વિન્ટેજ ગાડીની પ્રતિયોગિતામાં ભાગ લેવા માટે ગમડ્રોપને લઈને ગયો.

ઘણી જૂની ગાડીઓ ત્યાં પહેલેથી જ હતી, જયારે એ ત્યાં પહોંચ્યા. ગમડ્રોપને જોઈને લોકો અચંભામાં પડી ગયા, 'એક ઓસ્ટિન ક્લિફ્ટન ટવેલ-ફોર. આવી ગાડી હવે બહુ નહીં હોય.'



ગાડીઓનું પરીક્ષણ શરુ થયું. બે કઠોર દેખાતા જજો આવ્યા. એણે ગમડ્રોપના દરવાજા ખોલ્યા, અંદર જોયું, બોનેટની નીચે જોયું, અને એની નોટબુકમાં લાંબી નોંધ કરી. પછી એમણે એક-બીજા સામે જોઈને માથું ધુણાવ્યું. એ પછી એ બીજી ગાડી તરફ ચાલ્યા ગયા.



સાંજના સમયે ઘોષણા થઈ, 'દેવીઓ અને સજ્જનો, ગાડીઓ નું પરીક્ષણ હવે પૂરું થઈ ગયું છે. ન્યાયાધીશોના મત પ્રમાણે પ્રથમ ઇનામ 1926 ની ઓસ્ટિન ક્લિફ્ટન ટવેલ-ફોર ને મળશે, જેના માલિક મિસ્ટર બિલ મેકઆરેન છે.' બિલે ખુશીમાં ગમડ્રોપના બોનેટ પર થપાટ મારી.

'અને હવે,' ઉદ્દઘોશકે આગળ કહ્યું, 'અમારી ક્લબના અધ્યક્ષ, મિસ્ટર ઓલ્ડકેસલ વિજેતાને ઇનામ આપશે.'



મિસ્ટર ઓલ્ડકેસલ! ગમડ્રોપના પહેલા માલિક! એણે બિલને એક ચાંદીનો કપ આપ્યો. પછી એણે એક નાની બેગ ખોલી. મિસ્ટર ઓલ્ડકેસલ બોલ્યા, 'મારા મત પ્રમાણે ગાડીનો એક ભાગ હજી ખૂટે છે.

તમે મને એ આપવાની અનુમતિ આપો.' એણે ગમડ્રોપના ચમકતા પિત્તળના હોર્નને બહાર કાઢ્યું અને એ બિલને આપ્યું.

એવી રીતે ગમડ્રોપને એનું પિત્તળનું હોર્ન પણ પાછું મળ્યું.






સમાપ્ત